નવિન ! નવિન !

॥ શ્રી ॥

# અંબિકા રસીક પદ સંગ્રહ.

તૈયાર કરી છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી દેવીભક્ત

દવે ગંગાશંકર અંબારામ.

મુ મોટા—પોષ્ટ બલોલ.

સંવત ૧૯૭૪—સને ૧૯૧૮.

આવૃત્તિ ૧ લી—પ્રત ૫૦૦.

અમદાવાદ.

શ્રી જૈનવિદ્યાવિજય પ્રેસમાં

શા. ચુનીલાલ અમથાભાઇએ છાપ્યું.

કિંમત રૂ. ૦-૧-૦.

કિમતના પૈસા પરમાર્થમાં વપરાશે.

# વિનંતી પત્ર.



સર્વ બંધુઓને ખબર આપવામાં આવે છે કે, આપણે હિંદુ કોમ ધર્મથી પાછા પડી જઇએ છીએ, તેથી ધર્મની હાનીથી દુઃખ ભોગવીએ છીએ. જે લોકો ધર્મની પુર્ણ આસ્થાવાળા હોય છે તેમને લક્ષ્મીનો ટોટો જણાતો નથી. તો આપ સર્વને મારી ખાસ ભલામણ છે કે શ્રી અંબાજી જીર્ણોદ્ધારમાં મદદ કરશો તો માતાજીના પ્રતાપે સુખી થશો. અસ્તુ.

શીરનામું.
દવે ગંગાશંકર અંબારામ ચાતુર્વેદી.
મુ. મીઠા-પોસ્ટ બલોલ-ઉત્તર ગુજરાત.

સત્યેન ધાર્યતે પૃથ્વી, સત્યેન તપસે રવી.
સત્યેન વર્ધતે વંસ, સત્યમેવ ન સંશય.
રાજદંડં ચોરદંડં અનનીદંડં તથૈવચ.
ધર્મદંડં ન સહ્યંતે, ધીક ધીક નરાધમ





# અંબિકા રસીકપદ
# સંગ્રહ.



### પદ ૧. રાગ, ગરૂડે ચઢી આવજો.

દયા કરી આવજો અંબે માડી, લેજો સેવક તારો ઉગારી ! ટેક.
દહાડો નિત્ય વૃથા હું ગુમાવું; તારા દર્શન પણ કદી ન આવું;
પછી કીર્તન ક્યાં થકી ગાઉં, દયા કરી. ૧

ઝાઝી વયતો મેં એમ ગુમાવી, બાકી રહી કાંઇ થોડીજ આવી;
માજી સેવક લેજો બચાવી, દયા કરી. ૨
નિત્ય અગણિત થાય છે દોષો, તેતો આપશ્રી કદી નવ જોશો;
દીન જાણી દયા કરી જોજો, દયા કરી. ૩
મારા બળથી કદી નવ થાશે, શુભ માર્ગે કદી ન ચઢાશે;
પછી મોક્ષગતી ક્યાંથી થાશે, દયા કરી. ૪
આવી અરજી ગંગારામે કાવી, તેને પણ અંબે લેજો નીભાવી;
તારે પારે હરદમ આવી, દયા કરી. ૫

## પદ ૨–રાગ ભૈરવ.

જાગીયે અંબે માત માડી, સંઘ જય બોલે. ટેક.
પ્રાતઃ ભાનુ પ્રગટ ભયો, રજનીકો તિમીર ગયો;
સ્નાન કરી ધરે ધ્યાન, અંબે અંબે બોલે. જાગીયે. ૧
બ્રહ્માદીક ધરત ધ્યાન, ઋષી મુની કરત ગ્યાન;
કોટેશ્વરમાં કેવું ધામ, સરસ્વતી મા બોલે. જાગીયે. ૨
કુંભો રાણો કેવો થયો, ભક્તીનો પ્રતાપ ભયો;
ગુરૂ પ્રતાપે બોયો ધામ, અંબે માત બોલે. જાગીયે. ૩
ગબડમાં પહેલો મુકામ, પડખો આપી કીધો ધામ;
ચાર ખંડમાં રહ્યું નામ, ગંગારામ બોલે. જાગીયે. ૪

## પદ ૩–રાગ પરજીઓ.

જાય જાયરે, આરાસુરીમાં સંઘ આજે. ટેક.
પેહેલી ભક્તી તો શક્તીની કીજે.
તેનું ધ્યાન તો હૃદેમાં ધરીજે,
સેવા કરીને માફી માગી લીજે. જાય. ૧

બીજી ભક્તી અંબેમાની કહાવે, દુષ્ટ બુદ્ધી મેલીને પાસે જાવે;
તે તો અંબેમાને મન ભાવે. જાય. ૨
ત્રીજી ભક્તી બહુચરમાની કીજે, પાગે પડીને માફી માગી લીજે;
દુષ્ટ બુદ્ધીવાળાને માત ખીજેરે, જાય. ૩
ચોથી ભકતી કાળકાની કહાવે, તેના શરણે જે સેવક જાવે;
તેને હેત કરી માતા રીઝાવે. જાય. ૪
પાંચમી ભક્તી તુળજાની લીજે, તેની સેવામાં હરદમ રહીજે;
ખરા પ્રેમી પુરૂષને રીઝેરે. જાય. ૫
પાંચે ભક્તી તો પ્રેમ કરી ગાવે, તેનાં સંકટ સર્વે દુર જાવે;
દાસ ગંગારામ હેત કરી ગાવેરે. જાય. ૬

## પદ ૪–રાગ કાલીંગડો.

ભક્તીવડે વશ થાય, અંબે માડી ભક્તીવડે વશ થાય, ટેક.
અંબે માડી કૃપા નવ કરે તો, દુઃખ કદાપી ન જાય. અંબે. ૧
સંકટ સેવકપર આવે તો, કરજો માજી રક્ષાય. અંબે. ૨
રંગ, રૂપ, કુળ, જાતીના વિષે, અહંકાર નવ થાય. અંબે. ૩
ભક્તિ ઉત્તમ સુખનું છે સાધન, ગંગારામ ગુણ ગાય. અંબે. ૪

## પદ ૫–રાગ ધીરાનો.

અંબે માડી રાખેરે તેને કોણ મારી શકે,
માજીના પ્રતાપેરે, સેવક તારો એમ વદે. ટેક.
સમુદ્રમાં મા બુડતા નાવે, બેડો અતી અકળાય;
ભક્તિ તારી આદરી ભાવે, પ્રગટ થયાં છો ત્યાંય.
ત્રીશુળવડે તાર્યુંરે, ભકિત પ્રેમવડે કરે. અંબે. ૧
ઘણા ભકતો ઉગારીયા, કરૂણા કીધી છે માય;

દહીતો સર્વે મારીયા, આરાસુરની માંય.
સેવકને તો તારોરે, તારે શરણે સેવા કરે. અંબે. ૨
અંચબા તરીકે માએ કીધું, ભક્ત શીદ અકળાય;
બુદ્ધી આપી માયે કેવું કીધું, ભર નિંદ્રાની માંય.
ગંગારામ કહે છેરે, માજી કૃપા તારી ખરે. અંબે. ૩

## પદ ૬—રાગ માયામાં મનડું.

માજીનું નથીરે અજાણ્યું પામર પ્રાણી. માજીનું
લાડીને લાવું પુત્ર પરણાવું ? કાલની વાત ન જાણું. પામર.
કાયા જુઠી માયા જુઠી, જુઠું ઘર કેરૂ નાણું. પામર.
જુગ જીત્યા માત અંબે ન બોલ્યાં, ક્ષણું એક ન રહેવાણું. પામર.
ગંગારામ કહે અંબે ભજીલ્યો, ઓચિંતુ આવશે આણું. પામર

## પદ ૭—રાગ રઘુપતી રામ.

ગાવા ગુણ અંબેતણા મુખ ભાખુરે,
શક્તિ શીવથી જીવે જગ આખુ: ગાવા.
ગામ સારૂ ને શોભીતુ કાવેરે, સંત સાધુને શીષ નમાવેરે,
આદરભાવથી સૌને બોલાવે. ગાવા.
જુઓ દેવીપુરાના મુકામરે, લોકો કરે છે રૂડું કામરે:
કરવા રૂડું માજીનુ ધામ. ગાવા.
આસો સુદી દસમ કાવેરે, તે દિને માતા પારે જાવેરે:
સતચંડીથી હવન કરાવે. ગાવા.
રૂડો હોમ બને છે સારોરે, પારે ઉજાણીનો છે ધારોરે:
માતા સેવક લોકો ઉગારો. ગાવા.
તેર બ્રાહ્મણની રૂદ્રી કાવેરે, રૂડા મીષ્ટાનપાન ઉડાવેરે;

બેરાં માજીનો ગરબો ગાવે. ગાવા.
રૂડાં વાજીંત્ર તો બહુ વાગેરે, ડાકડમરૂ તો ધમધમ ગાજેરે;
માજી રૂડાં કિધાં સર્વ કાજે. ગાવા.
રૂડો ખુશાલ માળી આવેરે, હાર ગજરા માતાને ચડાવેરે;
હવે માતાને લાડ લડાવે. ગાવા.
જુના ગોડમાં છે મુકામરે, નથી કોઇ પ્રકારે ત્યાં ધામરે;
માટે કરવો છે ત્યાંરે મુકામ. ગાવા.
ગામ લોકોએ વિચાર કિધોરે, ધામ બાંધવા મનસુબો લીધોરે;
સર્વે લોકોને પડછો ત્યાં દીધો. ગાવા.
કોઇ સુરવીર નર કહાવેરે, તાબેદારી માતની ઉઠાવેરે;
જીર્ણોદ્ધાર તે કોણુ કરાવે. ગાવા.
ગંગારામે કર્યો છે વિચારરે, હવે શીદને લગાડું વારરે;
અંબે માનો છે મારે આધાર. ગાવા.

## " ત્રીભુવન સેવક તારો જાણી તારજે. "

### ઓધવજીનો સંદેસો.

ત્રીભુવન સેવક જાણી તારો તારજે!
આ ભવ અટવીમાંથી મુજને નાથજો,
હું પામર ! તારી જુક્તિ જાણી નહીં;
ટાળ અમારા ત્રીવીધના જે તાપજો.
ત્રીભુવન સેવક જાણી તારો તારજે.
આ જગની જંજાળો સર્વે છે જુઠી,
મદ, મસ્તર ને મમતા, માયા, તોડજો;
આધી, વ્યાધીને ઉપાધી ટાળીને,
તુજ ગુણ ગાવાના પુરો અમ કોડજો.

ત્રીભુવન સેવક જાણી તારો તારજે.
સંસારી સુખ સ્વમાની બાજી સમુ,
તે માગુ હું દીલ કયમ રાજી થાઉ જો;
નીતિ, અનીતિનાં ફળ હું ચાખી ગયો,
તે માટે નીતિનાં પંથે જાઉ જો.
ત્રીભુવન સેવક જાણી તારો તારજે.
રે ! કુદરત તારી અકળીત તો છે કળા,
ભુલે તેમાં સર્વ અરે ! તુજ બાળજો;
નીરખતાં દેખું આ નયને નભ વિષે,
ગણું એક હું મારે તુજ આધારજો.
ત્રીભુવન સેવક જાણી તારો તારજે.

## અંબામાનો થાળ.

આરોગો અંબે માત, જુગતે જમાડુ;
અંબે મા સરજનહાર, તળેલો લાડુ. ૧
પકવાનો પાંચે જાત, કીધાં મનગમતાં;
છ પ્રકારનાં છે શાક, તીખાં તમતમતાં. ૨
કરી તુવેર આ દાળ, આંબા રસ જેવી;
બની રૂડી મસાલેદાર, કઢી કરી કેવી. ૩
કેસરીઓ કીધો ભાત, બન્યો ફુલ જેવો;
ઉંચી વાંસીની જાત, સ્વાદમાં કેવો. ૪
કરજોડી કહું છું માત, રૂડા આ મેવા;
આરોગો અંબે માત, થાળ આ કેવા. ૫
કરો કરોરે જળનું પાન, રહી જળ ઝારી;
કર જોડી ગંગારામ, સુણો નર નારી. ૬

## આરતી.

જય અંબે માતા મા જય અંબે માતા,
ભગવતી તું ભવ ભર્તા, તું સુખની દાતા. જય. ૧
બેડાનું મા નાવ બુડતાં તે તાર્યું મા,
સમુદ્રના મા આરે, ત્રીશુળ વડે તાર્યું. જય. ૨
મધુ ને કૈટભ માત તમથી યુદ્ધ કીધો મા,
ક્ષણમાત્રમાં માત પરાજય કરી દીધો. જય. ૩
કરૂણા કર ઉપકારી, ધરમ બીરૂદ ધારી; મા
તેં ભવ પાર ઉતાર્યાં, અગણીત નર નારી. જય. ૪
તુજ મહીમા મોટો અતી, શુભ તારી શક્તિ; મા
સુરનર મુનીવર ગાવે, ભલી તારી ભક્તિ. જય. ૫
દેલપરાની માઇ, જુના ગોડ પાસે; મા
પરચા આપીને ત્યાં પ્રગટ થયાં જાતે. જય. ૬
અંબે માની આરતી, ભાવ ધરી ગાશે; મા
દાસ ચરણ રજ સેવી, ગંગારામ ગાશે. જય. ૭

**અંબિકા રસિક પદસંગ્રહ સમાપ્ત.**

નિચેનાં કાવ્યો તૈયાર કર્તા **બહેચર સવજી ચોધરી. તેમના** કાવ્યોનો સમુદાય નામે. "**સંગીત પુષ્પમાળામાંથી અમને** ઉતારી આપ્યાં છે તે બદલ તેમનો આ સ્થળે અત્યંત આભાર માનવામાં આવે છે. તથા "શ્રી અંબીકા માતા તેમનું કલ્યાણ કરો." એવી અમારી સુભેચ્છા છે.

## "નીતિ ના ચુકીએ કો દી"

—ગઝલ—

અમે બસ આ જીંદગીમાં, નીતિ ના ચુકીએ કો દી ?
અમોને પ્રાણથી પ્યારી, નીતિ ના ચુકીએ કો દી !
સદાએ ધીર ધારીને; અનીતિ ઉર વારીને,
કદાપી કષ્ટમાં પડતાં, નીતિ ના ચુકીએ કો દી !
ભલે દુખો પડે અમને, મળે ના સુખ કો અમને;
હૃદયમાં ધીર ધારીને, નીતિ ના ચુકીએ કો દી !
અમારી કો પરિક્ષામાં પડીએ પુર્ણ સંકટમાં;
અનીતિ ઉરથી હાંકી, નીતિ ના ચુકીએ કો દી !
અમારી તો જીંદગી આ, ભલે દુખ માંહ્ય ડુબીજા;
અમારા ટેકના કાજે, નીતિ ના ચુકીએ કો દી !
ભલે સર્વસ્વ છો જાતું, ભલે દીન આ દુખી થાતુ;
નહી તેની જરા પરવા, નીતિ ના ચુકીએ કો દી !
નીતિનો રાહ આ લીધો, અનીતિ પંથ દુર કીધો;
નીતિ છે શીરના સાટે, નીતિ ના ચુકીએ કો દી !
કથે કર્તા અહો આવા, નીતિવાનો ખરે પ્યારા;
તમોને ધન્ય આ જગમાં, નીતિ ના ચુકીએ કો દી

—※—

# માયાનો ત્યાગ.

## ગજલ.

અરે ! માયા હવે તારા થકી હું પુર્ણ છું હાર્યો,
જવા દે ? ને જવા દે ! ને ઝપાટો પુર્ણ તેં માર્યો. અરે.

* * * *

પ્રપંચો મેં પુરાણુ લીધા, પ્રયત્નો તો સકળ કીધા;
રહેવા એક નાં દીધા, છતાં ના કોઇએ વાર્યો. અરે.

* * * *

દુખીનાં દુખ ના કાપ્યાં, દુખીને સુખ ના આપ્યાં;
હવે એ કાર્ય કરવાને, પુરણુ હું આજ પરવાર્યો. અરે.

* * * *

તજું સંસાર હું ખારો, સહુને લાગતો પ્યારો;
અરે સંસારનાં રંગો મહી હું પુર્ણ પરતાયો. અરે.

* * * *

ખરે માયા હવે તારો–બરાબર ત્યાગ કીધો છે,
પછી સંસારનો સાગર–તરાવા માર્ગ લીધો છે. અરે.

# " કદી કુટેવ ના જાસે. "

## ગજલ.

રહેશે કાગ કોયલની, સદાએ પ્રીતથી પાસે:
ટળે નહી કુસ્વરો તેના, કદી કુટેવ ના જાશે.
 ધુઓને કોલસા કાળા, નહી એ શ્વેત તો થાશે:
 દુધે કે ઉંચ સાબુથી, કદી કુટેવ ના જાશે.
ગધેડુ ગંગના નીરે, કદાપી તો જુઓ ન્હાસે;
ટળે અજ્ઞાનના તેનુ, કદી કુટેવ ના જાશે.
 વળેલી પુચ્છ શ્વાનોની, ન એતો પાંસરી થાશે;
 સદાએ બંધથી બાંધો, કદી કુટેવ ના જાશે.
ભીજાવો પાણીથી પ્હાણો, નહી પોચો બની ગળશે:

રહે દહાડા અતી જળમાં, કદી કુટેવ ના જાશે.
પઢાવો કાગને પ્રિતે-મુકીને શુકના પાસે:
ન લે એ શુકના ગુણો, કદી કુટેવ ના જાશે.
અફીણે લેપ કેસરનો, કરે કડવાસ ના તજસે;
વળી છોડે ન દુર્ગંધી; કદી કુટેવ ના જાશે.

*          *          *          *

ખરે એ રીત સહુ જનની, કુટેવો હોય બચપણની;
પછી એ અંત સુધીમાં, પડેલી ટેવ ના જાશે.

## " કૃતી તારી બલીહારી. "

### ગજલ.

ખલકના ઓ ખુદા સ્વામી, કરમ તારાં ઘણાં ભારી;
રહ્યા સૌ મોહી માયામાં, કૃતી તારી બલીહારી.
સકળ સૃષ્ટી બનાવી તેં, રમતના ખેલ સહુ ધારી;
તરૂવર પાન ફળ ફુલથી, કૃતી તારી બલીહારી.
બનાવ્યાં વૃક્ષ કૈ જાતે, જનોનાં હિત વિચારી;
મીઠા મેવા રૂડા કેવા, કૃતી તારી બલીહારી.
પશુ પક્ષી જુઓ જગમાં; જનોમાં નર અને નારી;
રચ્યો સંસાર આ કેવો, કૃતી તારી બલીહારી.
દિવાકરથી થતા દહાડા, તિમીર સહુ રાત્રીનું ટાળી;
અતી આ ગગનમાં તારા, કૃતી તારી બલીહારી
કળા તો ચંદ્રની જુઓ, બને છે કેવી ખુશકારી;
વદી સુદી તિથી થાતી, કૃતી તારી બલીહારી.
મુકી માયા સહુ પર તેં, કરે ધંધા ઘણા ભારી;
પરસ્પર પ્રેમ મુક્યા છે, કૃતી તારી બલીહારી.

*          *          *          *

અહો જાણી સહુ લીલા, બનાવ્યો તુજ આભારી;
સદાએ હું નમું તુજને, કૃતી તારી બલીહારી.

અજબ જમાનો અને નવીન નજરમાં કાંઇ નવીનજ નીહાળવું હોય, ગજલમાં ગુલતાન થવું હોય, આ સૃષ્ટીના રંગ તરંગ નીહાળવા હોય તો **સંગીત પુષ્પમાલાના** ગ્રાહક થજો. તૈયાર થયે મોકલવામાં આવશે. કપડાનું પુંઠુ છતાં કિમ્મત માત્ર રૂ. ૦-૫-૬

**ગઝલ.**

વિવેકી વાંચકો યારો, જુઓને આર્ય કુધારો;
સહુ વાંચીને વિચારો અમારી **પુષ્પમાલા** માં
બને શું ? આ કળીકાળે, સદાએ આર્ય શું ? ન્યાળે;
અનીતિ કઈ રીતે ટાળે, અમારી **પુષ્પમાલા** માં.
મનુષ્યોએ પ્રભુ ભક્તિ, કરે કેવી મળે મુક્તિ;
બને શી રીત ? દેશોન્તી, અમારી **પુષ્પમાલા** માં.
વ્યસન નિષેધ વરતાવ્યો, વ્યસનનો અંત ના આવ્યો;
વ્યસન આ દેશમાં ફાવ્યો, અમારી **પુષ્પમાલા** માં.
બને હોટલમાં કેવું, પડે શું ? આર્યને સહેવું;
ખરે નિહાળવા જેવું, અમારી **પુષ્પમાલા** માં
ગજલ ભંડાર આ જાણો, સુબુદ્ધી દ્વાર પ્રમાણો;
સુધારો કુમતી ખાણો, અમારી **પુષ્પમાલા** માં
અનીતિ દુર કરનારાં, સહુ આ પુષ્પ છે સારાં;
સુબુદ્ધી દીલ ભરનારાં, અમારી **પુષ્પમાલા** મા.
વિષય સહુ વાચતે સહેલા, સુબુદ્ધી માટે મુકેલા;
થજોને ગ્રાહકો વહેલા; અમારી **પુષ્પમાલા** ના.

શીરનામું.

**મેનેજર-સંગીત પુષ્પમાલા**
મુ. ખારા-પોસ્ટ બનાસ
(નોર્થ ગુજરાત.)

# મારી ઓળખાણ.

## કુંડળીઓ છપ્પા.

મીઠા ગામે હું રહું, બ્રાહ્મણ જ્ઞાતીમાં વાસ!
ગંગારામ મને કહે, છું દેવીનો દાસ.
અંબારામ પિતા અને, મેડીમા મુજ માત;
ગુરૂ તો નથુરામને, જેકૃષ્ણ મુજ ભ્રાત.
જેકૃષ્ણ મુજ ભ્રાત, ગામ મીડાના વાસી;
સુત છે ભોગીલાલ, સુતીકા નામે કાસી.

---

## છપ્પા.

ગુણી દેશ ગુજરાત, જાત બ્રાહ્મણની માહારી;
મીઠા ગામ મુકામ, ગામની શોભા સારી.
કુંભારવાસની પાસ, રાજમારગની જોડે;
ગુણ અંબેના ગાય, કરે ભક્તિ બહુ કોડે.
જાત દવે મોઢ વિપ્ર છું, સેવક અંબા નામનો;
ગંગારામ મુજ નામ છે, સુતજ અંબારામનો.



# જાહેર ખબર.

સદગ્રહસ્થો તથા દશનામી બંધુઓને ખબર આપવામાં ... છે કે, અમારા તરફથી 'ગુરૂ વચન ગ્રંથાવલી' નામનું પુસ્તક થોડા દિવસમાં બાહાર પડવાનું છે; અને જેમાં સનાતન ધર્મ, સત્સંગ, ગુરૂ મહિમા, સંતોનાં કર્તવ્ય જેવા ઉચ્ચ વિષયો તથા શ્રી દશનામી ગોસ્વામી વિષે જાણવા જોગ હકીકત દર્શાવી છે. વધુ વખાણ કરવાની જરૂર નથી. કારણ કે, "સુરજ કાંઈ છાબડે ઢાંકયો રહેતો નથી" દુનીયામાં ગુરૂ પ્રતાપે સર્વ મનકામનાઓ પરીપુર્ણ થાય છે. માટે નિચેના શીરનામે જલદી ગ્રાહક તરીકે નામ નોંધાવો કિમત માત્ર રૂ. ૦—૪—૦

શીરનામું.

**સ્વામીજી મહાદેવપુરી રામપુરીજી.**

મુ. ખારા—પોસ્ટ બલોલ.

તા મહેસાણા. ઉત્તર ગુજરાત.

આ બુક તૈયાર કરવામાં તથા તેના પ્રુફ વિગેરે સુધારવામાં ખારાના વતની મહંત શ્રી મહાદેવપુરી રામપુરી તથા ચોધરી બહેચર સવજી એઓએ અમને કિંમતી મદદ આપી છે તે બદલ તેમનો અત્યંત આભાર માનવામાં આવે છે. અને શ્રી અંબિકા માતા તેમનું કલ્યાણ કરો એવી અમારી શુભેચ્છા છે. અસ્તુ.

કર્તા.

# જાહેર ખબર.



સર્વે સદ્‌ગ્રહસ્થોને વિનંતિ કરવાની કે શ્રી અંબાજી જીર્ણોદ્ધાર ખાતામાં યથાશક્તિ મદદ કરશો એવી આશા છે.

સદરહુ બુકોનું ખર્ચ બાદ કરતાં જે રકમ વધશે તે શ્રી અંબીકા ખાતે અર્પણ કરવામાં આવશે.

અમારા તરફથી પ્રસીદ્ધ થએલી બુકો.

| | |
|---|---|
| નવીન અંબીકા વિજય | ૦—૧—૦ |
| અંબિકા રસીક પદસંગ્રહ | ૦—૧—૦ |

ટપાલ ખર્ચ મંગાવનારને શીર છે.

મળવાનુ ઠેકાણું—

દવે. ગંગાશંકર અંબારાંમ.

મુ. દેવીપુરા પોસ્ટ બલોલ.

વતન મીઠા. ઉત્તર ગુજરાત.